# આજની સમસ્યાઓનું આવતીકાલ માટે સમાધાન

લેખક
પં. શ્રીરામ શર્મા આચાર્ય

પ્રાપ્તિસ્થાન
યુગનિર્માણ યોજના, મથુરા.
શાખા - અમદાવાદ.
પાટીદાર સોસાયટી, જૂના વાડજ,
અમદાવાદ-૩૮૦૦૧૩.
ફોન (079) 27557252

૨૦૦૭

કિંમત રૂા. ૪=૦૦

# "પ્રગતિ પામતા પહેલાં પડતી તરફ જતા રોકાઈ જાઓ"

રસ્તા પર ચાલતો કોઈ ગાંડો આવતા જતા લોકો પર ઇંટ અને પથ્થરોનો વરસાદ વરસાવી શકે છે, કેટલાયનાં માથાં ફોડી શકે છે અને કેટલાયનાં શરીરને નુકસાન પહોંચાડી શકે છે. આ કામ સહેલું છે. મુશ્કેલી ત્યારે પડે છે, જયારે તે તોડફોડની નવેસરથી માવજત કરવી પડે છે. હમણાં લોકોના મન પર બમણું ગાંડપણ ચડી બેઠું છે. એક તો વૈજ્ઞાનિક સાધનો અંગે અને બીજું જે પ્રત્યક્ષ છે અને વર્તમાન છે તેને જ સર્વસ્વ માની બેસવાનું ભૂત લોકો પર સવાર થઇ ગયું છે. આ ચકચૂર નશામાં અને લથડતી બેહોશીમાં એ વિચારવાનું શકય જ નથી કે આ ગાંડપણમાં બહાવરા બનીને ગમે તે કરી નાખવાનો જે આવેગ આવે છે તેનું પરિણામ શું આવશે ? અનાચારી લોકો આ આવેશભરી પરિસ્થિતિમાં ગમે તે કરી નાખે છે અને પસ્તાય ત્યારે છે, કે જયારે કુકર્મોનું ખરાબ પરિણામ ભયાનક સ્વરૂપ લઈને સામે આવીને ઊભું રહે છે.

આજકાલ આવું જ કંઈક બની રહ્યું છે. જે બાબતો પર જીવનનો આધાર છે, તેને વીણી વીણીને નષ્ટ કરીને ગંદુ કરી દેવાની ધૂન લોકોને લાગી છે, પરિણામ સ્વરૂપ મુસીબત એવી ઊભી થાય છે કે આવનાર સમયગાળા દરમિયાન જીવતા રહેવું કેવી રીતે શકય બનશે ? દુઃખદર્દના વંટોળથી કેવી રીતે છુટકારો મેળવાશે ? કુદરતની ક્રૂર મશ્કરી કરવાથી પરિણામ તો ભોગવવું જ પડશે. આગમાં હાથ નાખીએ તો દાઝયા વિનાનું રહેવાય ખરું ? આજકાલ અનેક દુઃખ અને મુસીબતોનો આપણે સામનો કરી રહ્યા છીએ. એનું કારણ આપણે જ માર્ગ ભૂલ્યા છીએ, બીજા શબ્દોમાં કહીએ તો એને અવિચારી આચરણ કહી શકાય. ભૂલ કરવાવાળા પર એ જવાબદારી આવે છે કે તે પોતે જ તેને સુધારે. ઊલટી રમત રમવાવાળા માટે પોતાની બાજી સુધારી લેવા સિવાય બીજો વિકલ્પ

નથી રહેતો.

આવતાં સો વર્ષમાં ઉજ્જવળ ભવિષ્યની સંરચના માટે કંઇક તો નવી ખરીદી કરવી પડશે અને સાથે સાથે એ પણ વિચારવું પડશે કે કયાં કારણોથી આ વિદ્રોહ ઉત્પન્ન થયો અને તેમાં સુધારકામ શકય છે કે કેમ? જો ફકત આટલું જ ચિંતન કરવામાં આવે, તો સમસ્યાનું મોટા ભાગનું નિરાકરણ પોતાની મેળે જ આવી જાય તેમ છે.

દાખલા તરીકે અડધી જનસંખ્યા બિનઉત્પાદક સ્થિતિમાં જીવી રહી છે. સમય પસાર કરવા માટે ઘરનાં નાનાં મોટાં કામકાજમાં લગભગ આખું જીવન વિતાવે છે. તેઓ ન તો એક વ્યકિત જેટલું આર્થિક ઉત્પાદન કરે છે ન તો બુદ્ધિ કૌશલ્ય બતાવે છે. ઘરની બહાર ફેલાયેલી અસંખ્ય સમસ્યાઓના સમાધાનમાં એમનો ફાળો નહીંવત છે. નિરક્ષરતા , ગરીબી અને પછાતપણું વગેરેનું નિરાકરણ કરવામાં તેનો ફાળો હોતો નથી. વિકસિત દેશોની સ્ત્રીઓ પોતપોતાના દેશની પ્રગતિમાં લગભગ અડધો ફાળો આપી યશ પ્રાપ્ત કરી રહી છે. આ દર્દભરી પરિસ્થિતિને મૌન પ્રેક્ષકની જેમ જોતા ન રહેવાય. સ્ત્રીને જેટલી આવડત ઈશ્વરે આપી છે, તેને સમૃદ્ધ અને સુવ્યવસ્થિત કરી શકાય તો જોત જોતમાં નિપુણતા, ઉત્પાદન અને સામર્થ્ય બમણું થાય તેમ છે, બીજા ઉપયોગથી બમણી પ્રગતિ કરવી સહેલી નથી.

બીજી મોટી સમસ્યા આજકાલ વસ્તી વધારાને રોકવાની છે. આજથી બે હજાર વર્ષ પહેલાં દુનિયાની વસ્તી લગભગ ૩૦ કરોડ જેટલી હતી. આજે તે ૬૦૦ કરોડ થઇ ગઇ છે. ૨૦ ઘણી વધારે. જેટલી જમીન એક વ્યકિતના ભાગમાં આવતી હતી, હવે થોડા જ દિવસોમાં એટલી જ જમીનમાં ૨૦ જણાએ ચલાવી લેવું પડશે. આ ચક્ર રોકાય તેમ નથી. આ ચક્ર ગુણાકારના ક્રમમાં બે ના ચાર, ચાર ના આઠ, આઠ ના સોળ, પ્રમાણે ચાલે છે અને આથી તે ચક્ર કુદરતના સંતુલનને અસ્ત વ્યસ્ત કરવાની સીમા સુધી પહોંચવા આવ્યું છે. જો વાસનાની આ દુષ્પ્રવૃત્તિને પ્રોત્સાહન ન આપીને બાળકોના જન્મની ક્રિયા અટકાવી શકાય તો

ડૂબતા માણસોને તરણાનો સહારો મળી શકે તેમ છે. જન્મનું પ્રમાણ જો ઘટે તો પછી કેટલાય સંઘર્ષ અને સંકટોથી સહજ રીતે છુટકારો મળી શકે તેમ છે.

આજકાલ વસ્તુઓનો ગેરઉપયોગ ઊંચી ટોચ પર છે. નશાબાજીથી, ફેશનથી, ઘરેણાંઓના શણગારથી અને મોટાઈનું પ્રદર્શન કરીને લગ્નોત્સવમાં કેટલું ધન અને કેટલો સમય બરબાદ થાય છે એ કોઈથી અજાણ્યું નથી. શણગારના ઠઠારાથી ફકત પૈસાની બરબાદી નથી થતી પરંતુ વાસનાયુકત ઉત્તેજનાને પણ પ્રોત્સાહન મળે છે અને વ્યભિચારનો રસ્તો ખુલ્લો થાય છે. ધૂમધામવાળી, દહેજ અને આભૂષણોથી ભરપૂર લગ્નપ્રથા સમાજની આર્થિક કમર તોડી નાખે છે આ દુરાગ્રહોથી છુટકારો મેળવવામાં શું કોઈએ મોટું સરઘસ કાઢવું પડશે ? માથાપર છવાયેલી અનિચ્છનીય બાબતને ચીરીને ફેંકી દેવી કોઈને માટે પણ મુશ્કેલ શા માટે હોવી જોઈએ ? સાદું જીવન, ઉચ્ચ વિચારવાળું દૈનિક જીવન અપનાવાથી શું કોઈ ઉપર એટલો બોજો લાગે છે જેને મુશ્કેલ કે અસંભવ માનવામાં આવે ? પોતાની આ ભૂલને ફકત સુધારી લેવાથી જ દુ:ખ આપનાર ગરીબીમાંથી અડધી મુકિત મળી શકે છે.

શેઠાઈ બતાવતું ઉદ્ધત અભિમાન જો કાબૂમાં રહે તો ધન કુબેર બનવાની મહત્ત્વાકાંક્ષા શા માટે બધા ઉપર અયોગ્ય રીતે છવાઈ જાય ? સામાન્ય નાગરિક સ્તરનું ગુજરાન કરવામાં શું કોઈની મોટાઈમાં ઓછપ આવશે ? ઊલટાનું સાચું તો એ છે કે તેને પ્રમાણમાં વધારે નીતિવાળા, વધારે આનંદી અને વધારે સંયમી દિલદાર કહેવડાવવાનો મોકો મળશે. જે પૈસો અને સમય કહેવાતી મોટાઈનું આવરણ ઓઢવામાં ખર્ચ થાય છે, સાદગીથી તેને બચાવી શકાય અને આ બચતથી જ પછાતવર્ગના લોકોનું એટલું કામ થઈ શકે છે કે કયારેય કોઈને પણ નબળી પરિસ્થિતિમાં રહેવા માટે મજબૂર નહીં થવું પડે.

લશ્કરમાં બધા સૈનિકોને એક જેવી સગવડ મળે છે જેનાથી ન કોઈની આબરૂ ઘટે છે કે વધે છે. સમાનતા એ ભેદભાવના બદલે

વિનમ્રતાનું જ એક લક્ષણ છે. સંતોની જમાત એક સરખા નિયમોનું પાલન કરે છે. એમાંથી કોઇ સભ્ય અસામાન્ય વેશભૂષા અપનાવે તો તેની પ્રતિષ્ઠા ઘટશે જ, વધશે નહીં. એક જમાનો હતો કે મોટાઇ શણગાર સાથે જોડાયેલી હતી, પરંતુ હવે રાજા મહારાજાઓ જેવા વેશપરિધાન કરવાવાળાની નાટકના પાત્ર હોવા જેવી તીવ્ર નિંદા થશે અને મશ્કરીના ભોગ બનવું પડશે. સામ્યવાદી અને સમાજવાદી વિચારધારાએ લોક માનસને એવું બનાવી દીધું છે કે બહુ પૈસાદાર લોકો પર કલંક લગાડે છે અને તેમને ચોર અને બેઈમાન કહેવામાં પણ નથી શરમાતા. પછી ભલેને એ ધનિકોની આવક યોગ્ય રીતે કમાયેલી હોય. આવા લોકો પર નિર્દયતા અને સંકુચિત સ્વાર્થપરાયણતાનો આરોપ તો લાગી જ જાય છે. આમ તો આપણે ધારીએ તો પૈસાનો અપવ્યય રોકી શકીએ છીએ અને તેટલી રકમમાંથી કેટલાયને આગળ આવવાની તક મળી શકે છે.

જો આવી રીતે પૈસાના પ્રદર્શનને રોકવામાં આવે તો ખાડા ટેકરાવાળી ઊંચીનીચી જમીન સમતળ દેખાવા માંડે અને તેના ઉપર સુંદર બગીચાઓ અને ઈમારતોની રચના શકય બને. વૈભવનો ઉપયોગ નર્યા સ્વાર્થને બદલે સમાજસેવામાં જ થવો જરૂરી છે.

અર્થવ્યવસ્થામાં કૌટુમ્બિક વારસાનો એટલો જ ઉપયોગ છે કે નબળા લોકોને ગુજરાન ચલાવવા પૂરતું મળી રહે. ધંધાકીય મિલ્કતના રૂપમાં પણ તેને માન્યતા મળી શકે છે. પરંતુ કમાઉ વારસદારોને પૂર્વજોની કમાણી અર્પણ કરી દેવામાં આવે તો તેની ઉપયોગીતા શી ? કાયદો કોણે બનાવ્યો અને કોના માટે બનાવ્યો એ વિવાદાસ્પદ બાબત છે, પરંતુ ન્યાય એમજ કહે છે કે જમા ભલેને ગમે તેણે કર્યું હોય તેનો ઉપયોગ ત્યાં થવો જોઇએ, જયાં તેની અત્યંત આવશ્યકતા છે. આવા થોડાક જ સુધારાઓ જો કરવામાં આવે, તો દુનિયા પર છવાયેલાં દુ:ખોમાંથી મોટા ભાગનાનું તો વગર પ્રયત્ને નિરાકરણ થઇ જશે.

# શિક્ષણ જ નહીં, વિદ્યા પણ

સમસ્યાઓના સંદર્ભમાં કેટલાક લોકો એવું મંતવ્ય ધરાવે છે કે તરત જ નિરાકરણ આવી જાય. શિક્ષણની બહુ ઓછી જરૂરિયાત શાળા કોલેજો દ્વારા પૂરી થાય છે. ટૂંકમાં એમ પણ કહી શકાય કે આનાથી લખવા વાંચવાનું અને હિસાબ-કિતાબ જેવું કામકાજ થઈ શકે છે. એવું પણ બની શકે કે એમના મગજમાં આ બધી માહિતીઓ કંઈક વધારે પ્રમાણમાં ભરાઈ ગઈ હોય, જે સામાન્ય વ્યવહારના જીવનમાં ક્યારેય કામ આવતી નથી. ઈતિહાસ, ભૂગોળ, રેખાગણિત વગેરે એવા કેટલાય વિષયો છે જે વ્યક્તિગત જીવનમાં ક્યારેક જ કામમાં આવતા હોય. જો કે રિવાજ એવો છે કે શાળાનાં અમુક ધોરણ પાસ કર્યાના પ્રમાણ-પત્રની પ્રાપ્તિ કરી લીધા પછી જ કોઈને શિક્ષિત કહેવડાવવાનો અધિકાર મળે છે. જો કે તેમાં કામની વાત થોડી અને નકામી વાત ઘણી હોય છે. નોકરી ન મળવાથી આવા કહેવાતા ભણેલા લોકો બીજાઓ માટે સમસ્યારૂપ બને છે. શારીરિક શ્રમ કરવાના કામમાં તેઓને બેઈજ્જતી થતી માલૂમ પડે છે. આવી આદત પણ છૂટી જાય છે. આવી સ્થિતિમાં બેકાર લોકો પોતાના માટે અને બીજાને માટે ગંભીર પડકાર બની રહે છે અને તેમની સરખામણીમાં અભણ લોકોને પ્રમાણમાં ઓછી મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે.

શિક્ષણના ગુણ-ગૌરવનાં જેટલાં વખાણ કરવામાં આવે તેટલાં ઓછાં છે. વિદ્યાને જ્ઞાનદૃષ્ટિની ઉપમા આપવામાં આવી છે. તેના વિના મનુષ્યને આંધળા સમાન ગણવામાં આવે છે. વિદ્યાને સર્વશ્રેષ્ઠ ધન માનવામાં આવે છે. તેનાથી અમૃત મેળવાય છે, એમ કહેવાય છે. પરંતુ તેમાંથી આ બધી વિશેષતાઓની પ્રાપ્તિ ત્યારે થાય છે, જ્યારે આ આવડત દ્વારા મનુષ્યના ગુણ, કર્મ, સ્વભાવ અને વ્યક્તિત્વનો વિકાસ થાય, પ્રતિભાને સમુન્નત અને સંસ્કૃત બનાવવામાં સહાયતા મળે. નહીંતર ભ્રષ્ટ ચિંતન અને દુષ્ટ આચરણથી મનુષ્ય વધારે ખતરનાક થઈ જાય છે. તેવા મનુષ્યને બ્રહ્મ

રાક્ષસની ઉપમા આપવામાં આવે છે.

આ હકીકત ઉપર નવેસરથી વિચારવું પડશે કે શિક્ષણના નામે આવું જ કંઇક બખડજંતર ચાલી રહ્યું છે કે તેમાં વ્યક્તિત્વનો વિકાસ કરનારા, વ્યાવહારિક સભ્યતાના માળખામાં ઢાળનારા, પ્રતિભાને પ્રખર બનાવનારા હેતુઓનો કોઇ પણ કક્ષાએ સમાવેશ થઇ રહ્યો છે ? તે આધાર પર જ વ્યક્તિ, સમાજ અને રાષ્ટ્રને સમુન્નત બનાવવાનો મોકો મળે છે. જો માણસાઇના ગૌરવને અનુરૂપ સમૃદ્ધિઓનો સમાવેશ ન થઇ શકે તો માત્ર બહુ ભણેલા હોવાના બહાના હેઠળ ઉદ્ધતાઇ અને અભિમાન સાથે સંબંધિત દુર્ગુણોથી છલોછલ ભરેલા કોઇ અભણથી પણ ઊતરતા સિદ્ધ થઇ શકે તેમ છે. એ એવા પ્રકારની ખરાબ ટેવવાળો બની જશે કે જેનાથી તે દરેકનું દરેક પ્રકારે અહિત જ થશે. શિક્ષણની આ સર્જનાત્મક અને વિનાશાત્મક બન્ને પ્રકારની શક્તિઓને આપણે સારી રીતે ઓળખી લેવી જોઇએ.

સમાજને પોતાની ઇચ્છા અનુસાર બનાવનારા મહામાનવોએ પોતાના તે વખતના સમાજના શિક્ષણ પર સંપૂર્ણ રીતે ધ્યાન કેન્દ્રિત કર્યું હતું. જર્મની, રશિયા, ચીન, ઇઝરાઇલ, યુગોસ્લાવિયા જેવા નવોદિત દેશોએ શિક્ષણને ઇચ્છિત માળખામાં મૂકયા પછી જ સફળતા મેળવી. તેના પરિણામ સ્વરૂપ તેઓ પોતાના દેશવાસીઓનું ચિંતન, ચરિત્ર, સ્વભાવ, આવડત એવી રીતે કેળવી શકયા કે જેને લીધે આખા સમાજમાં નવી રીતે નવું સાહસ ઉત્પન્ન થઇ શકે.

આપણા દેશમાં આવા પ્રકારના શિક્ષણની ખોટ બધે જ અનુભવાઇ રહી છે અને જેના હાથમાં નીતિ વિષયક અને વ્યવસ્થા સંચાલનની આવડત છે તેમને વર્તમાન પરિસ્થિતિમાં કોઇ મોટા પરિવર્તન માટે સહમત કરવા મુશ્કેલ છે. આવી સ્થિતિમાં એક જ વિકલ્પ બાકી રહે છે કે દેશના પંડિતો અને વિચારવંતોએ આ અભાવની પૂર્તિની જવાબદારી પોતાને માથે લઇ લેવી જોઇએ અને સમજદાર લોકોના સહકારથી આ દિશામાં મહત્ત્વપૂર્ણ પગલાં ભરવાં જોઇએ છે. પરમાર્થ પણ જીવનનું એક

ઘણું મહત્ત્વનું પાસું છે. તેને હજી વધુ પ્રમાણમાં ફેલાવી શકાય છે અને વ્યક્તિઓમાં ઉત્કૃષ્ટ પ્રગતિશીલતા વધારવા માટે કેન્દ્રિત પણ કરી શકાય છે.

પ્રાચીન યુગમાં શિક્ષણ એને કહેવામાં આવતું જે જીવનનિર્વાહ કરવામાં અને તેનો યોગ્ય ઉપયોગ કરવાની વિધા સમજીને જેનો હેતુ સિદ્ધ થતો. તેની સાથે પ્રકૃતિની સંપત્તિ અને ચેતાનાના ક્ષેત્રમાં પ્રાણીઓ અને મનુષ્યોની રીતિનીતિમાં કાયાકલ્પ જેવું પરિવર્તન પણ આને લીધે જ થતું. આને જાગૃતિ, વિચારશીલતા અને વિવેકનિષ્ઠા પણ કહી શકાય છે.

નશો કરનારાઓને અર્ધમૂર્છિત કહેવાય છે. આમ તો તેમની આંખ, કાન, વગેરે અવયવો સામાન્ય રીતે કામ કરતા દેખાય છે, પણ તેમની વિવેકબુદ્ધિ કામ નથી કરતી. સભ્યતા અને સંસ્કારિતા સાથે જોડાયેલ જાગૃતિને તેઓ ભૂલી જાય છે. આવી સ્થિતિ લગભગ અભણ લોકોની હોય છે. માણસને ગૌરવ અપાવે તેવું ચિંતન કેવી રીતે કરવું જોઈએ ? પોતાનું ચારિત્ર્ય કેવું રાખવું જોઈએ ? વ્યવહારમાં વિનમ્રતાનો સંપૂર્ણ સમાવેશ કેવી રીતે રાખવો જોઈએ ? આ બધો વ્યવહાર તેઓ ભૂલી જાય છે અને ઉદ્ધત અને અભિમાની લોકો દ્વારા જેવી ભૂલો થતી રહે છે, તેવી જ તેઓ અવારનવાર કરતા રહે છે.

આત્માની વિસ્મૃતિનું કલંક એવું છે કે જેનાથી માણસ નરપશુ, જંગલી વગેરેના નામથી જ ઓળખી શકાય. માણસાઈની, સભ્યતા અને સંસ્કારિતાથી શરૂઆત થાય છે. આ જ છે પોતાના સ્તરના ગુણ, કર્મ, સ્વભાવના સંબંધમાં રાખવાની જાગૃતિ. તેના વિના મનુષ્ય કંગાળ સ્થિતિમાં જ રહે છે. પ્રગતિનો દરવાજો તેના માટે બંધ જ રહે છે. વિકાસશીલ લોકોની તુલનામાં તેની રીતિનીતિ હાસ્યાસ્પદ, નીચી, તેમજ તિરસ્કારને પાત્ર બની રહે છે.

આપણે એમ માનીને ચાલવું જોઈએ કે આજ કાલ બધે ભૌતિકવાદનું જ સામ્રાજય છે. મનુષ્ય પોતાની જાતને, મન સહિત

ઈન્દ્રિયોને સંપૂર્ણ શરીર માને છે. એટલા માટે એની જે કંઈ ઈચ્છા, અભિલાષા, આકાંક્ષા, પ્રયત્ન હોય છે તે શરીરની સીમા સુધી જ મર્યાદિત રહે છે. વાંચવું અને વિચારવું આ નાની સીમાની મર્યાદામાં રહે છે. આત્મા પણ કોઈ ચીજ છે, એ દિશામાં એનાથી વિચારવાનું પણ બની શકતું નથી. હકીકતમાં આ બાબત જ્ઞાનના કાર્યક્ષેત્રમાં આવે છે. સભ્યતા શરીરને અને સંસ્કાર મનને પ્રભાવિત કરે છે અને શુદ્ધ કરે છે. આ પક્ષ ઉપેક્ષાવાળો છે. જ્યારે તેનું મહત્ત્વ આવશ્યકતા તરીકે સમજી ન શકાય તો કોઈ તેના માટે કંઈ કરે પણ શું ?

શિક્ષણને લોક વ્યવહારનું, ધન કમાવાનું, સગવડતા વધારવાનું એક સાધન માત્ર માનવામાં આવે છે. ફકત આટલેથી કોઈનું જીવનસ્તર ઊંચું નહીં આવે અને સજ્જનતા અને વિનમ્રતાના જ્ઞાન વિના મનુષ્યનું ભાવનાત્મક સ્તર પશુ જેવું જ બની જાય છે.

જ્ઞાનની એક વિશાળ રૂપરેખા બનાવવી પડશે અને તેનો જન જનના મનમાં પ્રવેશ કરાવવા માટે એટલી મોટી અને વ્યાપક યોજના બનાવવી પડશે, જે શાળાના શિક્ષણની ખામી પૂર્ણ કરવામાં સમર્થ હોઈ શકે. એના માટે વિચારશીલ અને ભાવનાશીલોનો સમય, શ્રમ, ચિંતન, તેમજ પુરુષાર્થ હંમેશા એટલી માત્રામાં એકઠાં કરવાં પડશે, જેટલી માત્રામાં સરકારી અને બિન-સરકારી શાળાઓમાં ભૌતિક સાધન વધારવા માટે શિક્ષણના નામે કામે લગાડવામાં આવે છે. આ યોજનાઓને ખૂબ જ ઉત્સાહભેર, ખૂબ જ તૈયારીઓની સાથે, વિશાળ ફલકપર અમલમાં મૂકવી જરૂરી છે.

## હકીકતને સમજો, દેખાવમાં ન ફસાઓ

ઈશ્વરે પોતાના પછી ચેતનાનું બીજું સ્વરૂપ "મનુષ્ય" નું નિર્માણ કરેલ છે. મનુષ્યની જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો એટલી સબળ છે કે તેને દુનિયાનું સર્વ સમર્થ પ્રાણી કહેવું જ ઉચિત છે. આ તેના શારીરિક

બંધારણની વિશેષતા છે. સચેતન અદૃશ્ય સત્તાનો અંદાજ લગાડવાથી અનુભવ થશે કે ફકત ભૌતિક જગત પર જ નહીં, પણ અદૃશ્ય ક્ષેત્રરૂપે જાણીતા સૂક્ષ્મ જગત પર પણ તેનો વિશેષ અધિકાર છે. દૃશ્ય અને અદૃશ્ય બન્ને જગત પર તેનો અધિકાર હોઈને માનવસત્તાને સુર-દુર્લભ પણ કહેવામાં આવે છે. કોઈએ ઠીક જ કહ્યું છે કે મનુષ્ય એ ભટકતો દેવતા છે. તેના અંતરમનમાં દૈવી શકિતઓનો તત્ત્વતઃ વ્યાપક નિવાસ છે. પરંતુ તે દૃશ્ય જગતની મોહ માયામાં પોતાને ભૂલી જવાને કારણે ઠોકરો ખાતો અહીં તહીં ભટકયા કરે છે.

અવ્યવસ્થાની શરૂઆત ત્યાંથી થાય છે જ્યારથી તે પોતાના મૂળ સ્વરૂપને ભૂલી જઈને પોતાને માત્ર શરીર સમજે છે. વાહનને માલિક માની બેસે છે અને છાણ ભરેલી મશકમાં પોતાને સમાયેલો માને છે. અરીસામાં પોતાનું પ્રતિબિંબ તો હોય છે, પણ વ્યકિતત્વ નથી હોતું. શરીર કંઈક છે, પણ બધું જ નથી. તેની ઈચ્છાઓ અને જરૂરિયાતને પણ પૂરી કરવી જોઈએ. પરંતુ ફકત તેના માટે જ બધું ન્યોછાવર કરી દેવું તે ભૂલ ભરેલું છે. સવાર અને ઘોડા વચ્ચેનો સંબંધ સમજી લેવો તે આપણા હિતમાં છે. ઘેટાંઓના ટોળામાં ઊછરેલા સિંહે પોતાની જાતને ઘેટું માની લીધું હતું. આ વાર્તા સાંભળી તો ઘણાએ છે, પરંતુ તેનું હાર્દ બહુ ઓછા સમજે છે કે આ વ્યંગાત્મક કથાનું તાત્પર્ય સીધું પોતાને જ લાગુ પડે છે.

પરમાણુ ઉપરછલ્લી નજરે અત્યંત નાનો, અદૃશ્ય સ્તરનો, કુદરતનો ઘણો નાનો ઘટક માત્ર જણાય છે. તેમ છતાં હકીકત એમ છે કે એમાં એક આખા ગ્રહના પિંડ જેટલી શકિત ભરેલી છે. મનુષ્ય અસંખ્ય પરમાણુઓ, જીવાણુઓ, રસાયણો અને વિધુત શકિતઓનો ભંડાર છે. સામાન્ય રીતે સાડા પાંચ ફૂટ ઊંચા અને સરેરાશ ૬૦ કિલોગ્રામ વજન ધરાવતા શરીરમાં લગભગ એટલા જ ગોળાઓ હોઈ શકે છે, જેટલા આખા બ્રહ્માંડમાં તારા, ગ્રહ-ઉપગ્રહ, વગેરે છે. આ સમ્પૂર્ણ શકિતનો અંદાજ કાઢવામાં આવે અને તેના આંકડા મૂકવામાં આવે, તો તેને કલ્પના બહારની વસ્તુ જ કહેવી પડશે. એક સામાન્ય માણસમાં લગભગ

એટલું સમાયેલું છે જેટલું કે આ આખા બ્રહ્માંડમાં પ્રકૃતિની સમૃદ્ધિથી ભરેલું છે.

બ્રહ્માંડને "મોટામા મોટું" કહેવાય છે, પણ શરીરને "નાનામાં નાનું" કહેવામાં અ.વે છે. જો આકારની ન્યૂનતા કે અધિકતા પર ધ્યાન આપવામાં ન આવે તો માનવી સત્તા પણ પરમાત્માની સત્તાની સમકક્ષ પહોંચે છે. ઈશ્વરે જેટલા મુખ્ય અવતાર લેવા પડયા છે, એ બધા જ મનુષ્ય આકૃતિમાં જ થયેલા છે. સ્વર્ગના દેવતાઓ પોતાની જગાએ વિરાજમાન હોઈ શકે છે, પરંતુ ધરતી ઉપર પણ દેવતાઓની ખોટ નથી રહી. મહામાનવોના સ્વરૂપમાં તેમના અસ્તિત્વનો પરિચય અવાર નવાર મળતો રહ્યો છે. મનુષ્યો જ દેવતાઓના સ્વરૂપમાં સૃજન અને દાનવના રૂપમાં વિનાશનાં એવાં કૃત્ય બતાવતા રહે છે કે તેની વિશાળતા અને ભયંકરતા ઉપર ધ્યાન આપતાં જ આશ્ચર્ય થાય છે. નીચતાનું પ્રતિનિધિત્વ કરતો એને એટલા માટે જોવામાં આવે છે કે તે પોતાનું મૂળ રૂપ ભૂલી ગયેલો છે. જો મનુષ્ય "આત્મબોધ" પ્રાપ્ત કરી લે અને સમજી લે કે હું કોણ છું ? અને શું કરી શકું છું ? તો સમજી લેવું કે તેને નીચમાંથી મહાન, નરમાંથી નારાયણ અને પુરુષ માંથી પુરુષોત્તમ બનતાં કોઈ નહીં રોકી શકે.

આંખ ઉપર જે રંગના ચશ્મા પહેરવામાં આવે તે રંગની આખી દુનિયા દેખાય છે. સંસારનાં દશ્યો ગમે તેવાં કેમ ન હોય, પરંતુ આંખની કીકી કામ કરવાનું બંધ કરી દે તો પછી બધે જ અંધકાર જ દેખાશે. કાનમાં બહેરાશ આવી જાય તો કયાંય કોઈ શબ્દનું અસ્તિત્વ નહીં રહે. પોતાના દષ્ટિકોણ મુજબ આખું વાતાવરણ દેખાય છે. દરેક વ્યકિતની પોતાની દુનિયા અલગથી રચાયેલી છે અને તે તેમાંજ વિહાર કરે છે. સ્વર્ગ અને નરક બન્ને માત્ર અનુભૂતિઓ છે, જેને દરેક વ્યકિત ઈચ્છા પ્રમાણે પોતાના માટે નિર્માણ કરે છે અને બદલતો રહે છે.

આ સંસાર જડ પદાર્થોનો બનેલો છે. તેમાં સારા નરસા જેવું ક્યાંય કશું નથી. જડ પદાર્થોની પોતાની ફકત આકૃતિ જ છે. તેના સુખ અને

દુ:ખની અનુભૂતિ તો ફકત મનુષ્યની પોતાની આરોપેલી છે. પાપ- પુણ્ય આ પદાર્થ તો કેવી રીતે કરશે? તેનો સદુપયોગ કે દુરુપયોગ જ પાપ પુણ્યની અનુભૂતિનું નિર્માણ કરે છે. એંજિન ગમે તેટલું શકિતશાળી કે કીમતી કેમ ન હોય, તેને ચલાવવાની યોગ્યતા તો સજીવ માણસમાં જ હોય છે. રેલગાડી પોતાની તાકાતથી કોઇ નિશ્ચિત જગા પર નથી પહોંચી શકતી. વધુમાં વધુ કોઇ અકસ્માત કરવાનું નિમિત્ત માત્ર બની શકે છે. દુનિયાભરનું વાતાવરણ જડ પદાર્થો વડે નિર્મિત હોવાને કારણે પોતાની તાકાતથી કંઇ પણ સારુ-નરસું નથી કરી શકતું. સચેતન સત્તાનું સીધું પ્રતિનિધિત્વ કરવાવાળો મનુષ્ય જ દરેક પરિસ્થિતિ માટે સંપૂર્ણ રીતે જવાબદાર છે. હકીકતને સમજી આપણા મનને ગમે તેવું સારું નરસું ભવિષ્ય નિર્માણ કરવાનું હોય તો તે મુજબનું જનમાનસ તૈયાર કરવું જોઇએ. સતયુગ અને કળિયુગમાં લોકોના શરીર નિર્વાહના ક્રમમાં કોઇ મોટો તફાવત દેખાતો નથી. છતાં પણ જે જમીન આસમાનનો તફાવત જણાય છે તેનું નિર્માણ કરનાર ખરેખર મનુષ્ય જ છે. તે ફકત પોતાના ભાગ્યનો નિર્માતા જ નથી, પરંતુ તેનું સામૂહિક ચિંતન, વ્યવહાર અને પ્રવાહ તેને એવો જ કંઇક બનાવી દે છે, જેવું કે એણે વિચાર્યું અને ઇચ્છયું હતું. આપણે સૂકાં પાંદડાંને પ્રફુલ્લિત બનાવવાની યોજના બનાવવી જોઇએ, પરંતુ મૂળ સૂધી ખાતર અને પાણી પહોંચાડવાનો પ્રયત્ન કરવો જોઇએ.

એવું પૂછવામાં આવે છે કે ભવિષ્યમાં નવનિર્માણ કરવા માટે શું કરવું પડશે ? જો આ પ્રશ્નનો સાચો ઉત્તર નક્કી કરવામાં આવે તો તે એક જ હોઇ શકે, "દષ્ટિકોણમાં પરિવર્તન"

આમ મન મનાવવા માટે એવું પણ કંઇક વિચારી શકાય કે પ્રયત્નો કેવા કરવા જોઇએ ? વસ્તુઓની સામગ્રી એકઠી કરવામાં કેવા પ્રકારના પ્રયત્નો અને પરિવર્તનો કરવાં પડશે ? ઉત્તર આ પ્રશ્નોના પણ હોઇ શકે છે અને કાર્યક્રમ તે મુજબનો બનાવી પણ શકાય છે. યોજનાઓ બનાવનારા આ કૂટપ્રશ્નોને ગૂંચવવામાં કે ઉકેલવામાં મંડયા પણ રહે છે.

પરંતુ આમ કરવું તે શતરંજની કૂકરીઓને અહીં તહીં હઠાવતા ઉપાડતા રહેવાનું ફક્ત મનોરંજન છે. હકીકતમાં એ આખી રમતમાં બાજી હારવી જીતવી ખેલાડીની માનસિકતા ઉપર નિર્ધારિત રહે છે. કૂકરીઓ નકામી બદનામ થતી રહે છે અથવા સન્માન પામતી રહે છે.

જાડી બુદ્ધિ, દશ્યો, પદાર્થો અને ઘટનાઓને જ સર્વસ્વ માને છે. ચિન્તન, દષ્ટિકોણ, ઉત્સાહ, સાહસ, જેવી સૂક્ષ્મ પ્રવૃત્તિઓના સંદર્ભમાં દરેકને માટે એ અનુમાન લગાવવું મુશ્કેલ છે કે પરદા પાછળ કામ કરવાવાળા સૂત્રધારની આંગળીઓ જ સંપૂર્ણ મજાકનું કારણ છે. ખેલનો સૂત્રધાર તો માનસિકતાનો જાદુગર જ હોય છે. સમસ્યાઓનો વાસ્તવિક ઉકેલ એના હાથમાં છે. બંધાયેલી કઠપૂતળીઓની સાથે માથાકૂટ કરવાનો કોઈ અર્થ નથી રહેતો તેમ છતાં બાળકોને ચાવીવાળા રમકડાની હલચલ જ પ્રભાવિત કરે છે. એમને એ ક્યાં ખબર હોય છે કે એની અંદર રહેલાં યંત્રો જ આ ચિત્ર-વિચિત્ર હલચલ કરે છે.

## આ વિભીષિકાઓની સામે સંઘર્ષ કોણ કરશે? કેવી રીતે કરશે ?

પ્રત્યક્ષ સમસ્યાઓમાંથી કેટલીયે એવી છે જે જોતાં જ ભયાનક લાગે છે અને જેનું સમાધાન પણ સરળ નથી દેખાતું. આખી દુનિયા એને લીધે ચિંતાતુર છે. આગળ પડતા લોકોને બહુ માથાકૂટ કરવા છતાં પણ કોઈ ઉકેલ નથી મળતો.

આ સમસ્યાઓમાં સર્વ પ્રથમ છે વાતાવરણમાં સતત ફેલાઈ રહેલું ઝેર. ઔધોગિક કારખાનાંઓ વાયુને ઝેરીલો બનાવી રહ્યાં છે. લાગે છે કે શુદ્ધ હવા ન હોવાને લીધે જ ગૂંગળામણથી જ ક્યાંક જીવધારીઓએ શ્વાસ ન છોડવો પડે. ઔધોગિક ઉત્પાદનોનાં ઝેરીલાં રસાયણો જળાશયોમાં વહેવડાવી દેવાય છે. એ જ પાણી ફરી-ફરીને પીવાના કામમાં લેતાં મરણ જ થઈ શકે. રાસાયણિક ખાતરો અને જંતુનાશક ઝેર ખોરાકમાં ભળીને

તંદુરસ્તીનો નાશ કરતાં રહે છે. વાયુ પ્રદૂષણ ને કારણે વાતાવરણમાં તાપમાન દિન-પ્રતિદિન વધતું રહે છે, દુનિયાના હિમભંડાર ઓગળવાની અને સમુદ્રોમાં પૂર આવવાની દહેશત ઊભી થઈ છે. પૃથ્વીની ઉપરનું સુરક્ષા કવચ પણ ચિરાતું જાય છે અને ભય વધતો રહે છે કે અંતરિક્ષનાં વિનાશક કિરણો ક્યાંક પૃથ્વીને ભસ્મ ન કરી નાખે.

પ્રદૂષણનું શોષણ વૃક્ષ વનસ્પતિઓ દ્વારા થાય છે. તેમને નિર્દયતાથી કાપવામાં આવી રહ્યાં છે. આનાથી આ ધરતી રણ બની જવાની, જમીનની ફળદ્રુપતા વહીને સમુદ્રમાં પહોંચી જવાની, ભયંકર પૂર આવવાની, વરસાદનું પ્રમાણ ઘટી જવા જેવી કેટલીયે પ્રકૃતિના ક્રોધથી ઉત્પન્ન થતી ભયંકરતાઓ એક પછી એક વધતી રહે છે.

ઉદ્યોગમાં કોલસો, ખનિજ તેલ વગેરેનો એટલો બધો વપરાશ થઈ રહ્યો છે કે ભૂગર્ભમાં રહેલી તેની સંગ્રહિત વિશાળ સમૃદ્ધિનો અંત નજીક આવી રહ્યો છે. બળતણના અભાવમાં કારખાનાં તેમજ ઝડપી વાહનો ભવિષ્યમાં કેવી રીતે ચાલશે? આ એક મહત્ત્વનો પ્રશ્ન છે અને આ જ હેતુ માટે ધાતુઓનો પણ મોટી માત્રામાં ઉપયોગ થાય છે. એની ખાણો પણ સીમિત છે. જે ઝડપથી તેનું ખોદકામ થઈ રહ્યું છે તેને જોતાં લાગે છે કે નજીકના ભવિષ્યમાં ધાતુઓની પ્રાપ્તિ પણ દુર્લભ બની જશે.

જમીનને ઝડપથી તેમાંથી પાક લેવાને બદલે મકાન બાંધકામ માટે, કારખાનાં અને કાર્યાલયો માટે ઉપયોગમાં લેવામાં આવી રહી છે. ફળદ્રુપ જમીન ઓછી થવાથી પશુ-પક્ષીઓ અને જીવ જન્તુઓનો ગુજારો મુશ્કેલ બનશે અને ધરતીનું સંતુલન પણ ખળભળી જશે.

પશુઓ, વૃક્ષો અને મનુષ્યોના નિર્વાહનો પરસ્પર અને અન્યોન્ય આધારિત સંબંધ છે. આ ત્રણેયમાંથી એક ઘટી જાય કે અસ્તિત્વહીન બની જાય તો બાકીનાં બે પણ સાફ થઈ જશે. વૃક્ષનાં પાંદડાંથી અને પશુ તથા મનુષ્યના મળમૂત્રથી ધરતીની ફળદ્રુપતા કાયમ રહે છે અને એના જ આધારે પ્રાણીમાત્રને ખોરાક મળી રહે છે. વાદળાંઓ પોતાની મેળે વરસવાની જેટલી તૈયારી બતાવે છે તેનાથી વધારે પૃથ્વીનું વાતાવરણ

તેના ઉપર વરસવાનું દબાણ લાવે છે. જો આ દબાણ ન રહે તો જે રીતે રણપ્રદેશમાં વર્ષા નથી થતી એ રીતે અન્યત્ર પણ એક ટીપા પાણી માટે પણ આપણે ટળવળવું પડશે. પાણી અને હવા વગર તો જીવન થોડોક સમય પણ ટકી શકતું નથી અને ખોરાકનું ઉત્પાદન પણ નથી થઇ શકતું. ગુજરાન ચલાવવા માટે ચીજવસ્તુઓ વિના ન તો માણસ જીવી શકે છે, ન તો પ્રાણીઓ કે વનસ્પતિઓમાંથી કોઇનું જીવન ટકી શકે છે. વર્તમાન પ્રવાહપ્રચલન પૂરી તાકાતથી એવી જ દિશાધારા અપનાવી રહ્યું છે જેના કારણે ભવિષ્ય દરેક રીતે અંધકારમય જ દેખાય છે.

આમ શા માટે બની રહ્યું છે ? શા માટે કરવું પડે છે ? એના સંબંધમાં એક વાત બહુ જોરશોરથી કહેવામાં આવે છે કે માણસોમાં વસ્તી વધારો ગણતરી બહાર વધી રહ્યો છે. તેના સંદર્ભમાં સારાં સાધનો જોઇએ. ખોરાક, પાણી, મકાન, કારખાનાં, રોજગારી, શાળાઓ, દવાખાનાં વગેરે અનેક સાધન જોઇએ. આ સંદર્ભમાં લોભ કરવામાં આવે તો નવા જન્મનારા મનુષ્ય સમુદાયની વ્યવસ્થા કેવી રીતે થઇ શકે ? મનુષ્યોનું જન્મ પ્રમાણ વગર પ્રયત્ને રોકાતું પણ નથી.

આજકાલ એક નવા ધંધાની શરૂઆત થઇ છે. "યુદ્ધ". વીસમી સદીમાં બે વિશ્વયુદ્ધ અને લગભગ ૨૦૦ સ્થાનિક યુદ્ધ થઈ ચૂકયાં છે. તેમાં કેટલા યુવાનો મર્યા, કેટલા પરિવારો અનાથ બન્યા, તેની તો વાત જ અલગથી કરવી પડે. યુદ્ધનો સરંજામ બનાવવામાં જે માનવ શકિત, ધન શકિત અને બુદ્ધિ શકિત લાગેલી છે તેટલી કિંમત તથા સાધનોથી આ ધરતીને કોણ જાણે કેટલીય સમૃદ્ધ બનાવી શકાઇ હોત. આજે પણ જે તૈયારીઓ થઇ રહી છે તેનાથી ફલિત થાય છે કે નવનિર્માણના પ્રયત્નોની સરખમણીમાં વિનાશની તૈયારીઓ ખૂબ વધુ પ્રમાણમાં થઇ રહી છે.

આર્થિક સંતુલન એવું ગગડયું છે કે ગરીબ વધારે ગરીબ અને અમીર વધારે અમીર થઇ રહ્યા છે. ધનની લાલસામાં બજાર કબજામાં લેવા માટે ધનના માંધાતાઓની મહેચ્છા અનેક પ્રકારના સંસ્થાનવાદ, સામ્રાજયવાદ અને પૂંજીવાદ રચે છે અને તેના પરિણામ સ્વરૂપ દુઃખ વધતું

જ રહે છે.

આ બધાનું પરિણામ એ આવ્યું કે સામાન્ય માણસોની શારીરિક અને માનસિક તંદુરસ્તી ખરાબ રીતે લથડવા લાગી છે. બન્ને ક્ષેત્રોમાં એટલા બધા રોગ વધી રહ્યા છે કે તેને નિવારવા માટે બનનાર ડોક્ટર, સંશોધન, હોસ્પિટલ બધા ટાંચાં પડતાં જાય છે. લાગે છે કે ભવિષ્યમાં સંપૂર્ણ સ્વસ્થ રહી શકવું અત્યંત મુશ્કેલ થઈ જશે.

શિક્ષણનો હેતુ ફકત નોકરી જ રહ્યો હોવાથી બેકારી બેરોજગારીનું પૂર રોકવું મુશ્કેલ થશે. મોંઘાદાટ આડંબર માટે વ્યગ્ર બનાવનાર શિક્ષણ પોતાનું સ્થાન જમાવવા માટે પગારની જેમ જ લાંચને પણ સમાન્તર સાધન બનાવી રહ્યું છે. કહેવામાં આવે છે કે લોકોની ભલાઈના નામે સરકાર જે કંઈ કરે છે તેના ૮૫ ટકા નોકરશાહીના નિભાવ પાછળ ખર્ચાઈ જાય છે. બાકીના ૧૫ ટકા પણ યોગ્ય વ્યકિતઓ સુધી પહોંચતા હશે કે કેમ એમાં શંકા છે.. વચેટિયા એમાંથી પણ મોટો ભાગ ખાઈ જતા હોય તો કોઈ આશ્ચર્યની વાત નથી.

કહેવા પૂરતી જ લોકશાહી અમલમાં છે અને સત્તાનો દોર સંભાળનાર મતદાતાંને માનવામાં આવે છે. પરંતુ હવે એ વાત ખાનગી નથી રહી કે મતદાતા જે ભ્રમણાઓ અને દબાણોની વચ્ચે જીવે છે તે જોતાં તેના માટે વિવેકપૂર્ણ નિર્ણય કરવાની જગા પણ બાકી નથી રહી. સરકારના વહીવટને જોતાં નવી રીતે વિચારવું પડે છે કે રાજાશાહી, સરમુખત્યારશાહી વગેરેની સરખામણી આ લોકશાહી સાથે કરી શકાય કે નહી ?

હાલની પરિસ્થિતિએ આદર્શો પરની શ્રદ્ધાને ભયંકર રીતે હચમચાવી દીધી છે. ગમે તે ભોગે સ્વાર્થ સાધવો એ જ પ્રમુખ દૃષ્ટિકોણ બની ગયો છે. માણસની મોટપ સાથે જોડાયેલી શ્રેષ્ઠતાની ચર્ચા તો કહેવા સાંભળવા મળી જાય છે, પરંતુ તેનું વ્યવહારમાં ચલણ મહા મુસીબતે કયાંક જ જોવા મળે છે. છળ, કપટ, અને પ્રપંચ જ ભકત અને ભગવાન, ક્રિયા અને કૃત્ય તથા ધર્મનાં સ્વરૂપોનો આકાર ધારણ કરી રહ્યાં છે. આવી

પરિસ્થિતિમાં દરેક વિચારકનું મન ખિન્ન થઈ જાય છે અને તેને સંદેહ થાય છે કે ઉજ્જવળ ભવિષ્યના નિર્માણનો હેતુ કેવી રીતે, કયા આધારે પૂરો થશે ?

## મુશ્કેલ સમસ્યાઓનું સરળ સમાધાન

જમીનમાં ફળદ્રુપતાની યોગ્ય માત્રા હોય તો તેના પર ખેતી બગીચા વગેરેની શોભા-હરિયાળી ઉગાડી શકાય છે. જો તે રેતાળ હોય, ખારી હોય તો તેમાં ઘાસનું એક તણખલું પણ ઊગશે નહીં. જમીનથી સંબંધિત કોઈ પણ પાક લેવા માટે જમીનનું યોગ્ય રીતે સમતળ હોવું જરૂરી છે.

સંસારમાં અનેક પ્રકારની સુવિધાઓ અને સંપત્તિઓની વૃદ્ધિ જરૂરી છે. એના માટે માણસની ચેતના સ્વસ્થ અને ઉન્નત હોવી જરૂરી છે. વૈભવના ઉત્પાદન માટે આ અનિવાર્ય રૂપથી જરૂરી છે.

જમીન પર, સાધનો પર કબજો જમાવીને બેઠેલા અથવા યોજના બનાવનારા લોકો વિકૃત મગજના હશે તો તેઓ કંઈ કરી શકશે નહીં અને વધારામાં વિગ્રહ અને વિનાશનું સર્જન કરશે. ગૂંચવાયેલી સમસ્યાનું સમાધાન તો તેમનાથી કેવી રીતે થઈ શકે ?

આજકાલ પતન-પરાજયનું સંકટ અને વિગ્રહના વાતાવરણની બનેલી અરાજકતા ફેલાયેલી છે. તેના ગૂંચવાડાની ચર્ચા પાછળનાં પાના પર લખાયેલી છે. તેનું નિરાકરણ અને નિવારણ હાલ કરવું જરૂરી છે. મોડું કરવાની જરૂર નથી, નહીંતર તક ગુમાવવાનો પસ્તાવો કરવા સિવાય બીજું કઈ હાથમાં આવશે નહીં. ક્ષય જેવા રોગોને હટાવવાને માટે પ્રાથમિકતા તો આપવામાં આવે છે પણ ત્યાર પછીની કાર્યવાહી એવી હોય છે કે રોગથી ક્ષીણ, જર્જરિત શરીરને સારી સ્થિતિમાં લાવવામાં આવે અને રોગીની જીવનશકિતને એટલી વધારવી જોઈએ કે જેથી નબળાઈ દૂર થઈ જાય અને તેના વડે સ્વસ્થ અને સમર્થ માણસની જેમ જીવન નિર્વાહ કરવાનું શકય બને.

મગજ વિકૃત, હૃદય નિર્દય, લોહી વિકારમય, પાચન અવ્યવસ્થિત

હોય, શરીરનાં અંગ ઉપાંગોમાં ઝેરી વિષાણુઓનું પ્રમાણ બેહદ હોય, તો પછી વસ્ત્ર આભૂષણોનો આડંબર, અગર ચંદનનો લેપ અને સેન્ટ અત્તરનો છંટકાવ બેકાર છે, વસ્ત્ર આભૂષણો એકઠાં કરવાથી અને તકિયાની નીચે સોનામહોરોની પોટલી રાખવાથી પણ કંઇ કામ નહીં થાય. સ્વસ્થ સુડોળ હોવાને કારણે સુંદર દેખાતું શરીર ગરીબીમાં પણ હસી હસીને જીવન જીવી લે છે. ભવિષ્યમાં આવતી સમસ્યાઓનું પણ નિરાકરણ મેળવી લે છે અને કોઇ ને કોઇ પ્રકારે કયાંક ને કયાંકથી પ્રગતિનાં સાધન એકઠાં કરી લે છે. હકીકતમાં મહત્ત્વ સાધનો અથવા પરિસ્થિતિઓનું નહીં, પણ વ્યકિતગત સ્વસ્થતા, પ્રતિભા અને લાંબું વિચારનારનું છે. આ બધું મળી રહે તો પછી અભાવોની ફરિયાદ કરવી પડશે નહીં અને ગમે તેવા પ્રકારની અડચણ આવવા છતાં પ્રગતિમાં કોઇ વિઘ્ન નડશે નહીં

સામાન્ય નાગરિકના સ્તરનું જીવન સ્વીકારી લીધા પછી વિશાળ ખેતરો અને ગામડાઓમાં રહી શકાય છે અને હવમાન અને વાતાવરણને પ્રફુલ્લિતતા આપતા રહેવામાં અને સંતોષ આપવામાં મદદરૂપ થઇ શકાય છે. પ્રાચીન કાળની સુસંસ્કૃત પેઢી આવી જ રીતે રહેતી હતી. પ્રદૂષણ ફેલાવાનો કોઇ પ્રશ્ન ન હતો. વળી શહેર અને ગામડાનું ગૌરવ નષ્ટ થાય તેવું કોઇ સંકટ પણ ન હતું. ગામડાંઓ ગરીબ, સૂમસામ અને પછાત રહેતાં ન હતાં અને ન તો શહેરો ગંદાં, ગીચ અને અસામાજિકતાનાં કેન્દ્રો રહેતાં હતાં. આજે પણ એ પ્રાચીન પદ્ધિતને અપનાવી શકાય તો જે સમસ્યાઓને કારણે બધે જ લોકો ત્રાસ પામી રહ્યા છે તેમ થવા માટે કોઇ કારણ નહીં રહે.

"સાદું જીવન ઉચ્ચ વિચાર" નો સિદ્ધાંત અપનાવતાં જ ઉપસ્થિત અગણિત સમસ્યાઓમાંથી એક પણ ટકી શકે તેમ નથી. અપરાધોની લાઇન કેમ લાગેલી ન હોય, પરંતુ જ્યારે દરેક વ્યકિત ઇમાનદારી, સમજદારી અને બહાદુરીની નીતિ અપનાવીને શ્રમશીલતા, સભ્યતા અને સુસંસ્કારિતાને વ્યાવહારિક જીવનમા સ્થાન આપવા લાગશે તો જોતજોતામાં

સમસ્યાઓના રૂપમાં છવાએલો અંધકાર દૂર થઈ જશે. જીવનનિર્વાહ કરવા માટે એટલી બધી વસ્તુઓ આ દુનિયામાં અસ્તિત્વ ધરાવે છે કે દરેક વ્યક્તિને રોટી, કપડાં અને મકાન મળી રહેશે. ઉપરાંત દરેક હાથને કામ પણ મળી રહેશે અને પછી તો ગરીબી અમીરીના ભેદભાવ પણ રહેશે નહી. જાતિ લિંગના નામ પર પાંગરતી વિષમતા રહેશે નહીં. આવી વિષમતાનું અનીતિયુક્ત અને દુઃખદાયી ચલણ પણ કેવી રીતે રહે ?

મનુષ્ય સ્નેહ અને સહયોગથી રહેવા માટે પેદા થયો છે, લડવા, મરવા અને ત્રાસ આપવા નહીં. જો ખેંચતાણ ન થાય તો પછી એકતા અને સમતામાં અડચણ ઉત્પન્ન કરતી અસંખ્ય મુસીબતોમાંથી એકનું પણ અસ્તિત્વ નજરે નહીં ચડે. યુદ્ધ કરવામાં જે સંપત્તિ, શક્તિ અને પ્રતિભાનો ઉપયોગ થઈ રહ્યો છે તે બધાને જો બચાવી શકાય અને બધાં જ સાધનોને નવનિર્માણના હેતુઓ માટે વાપરવામાં આવે તો સમજવું કે એકવીસમી સદીના ઉજ્જવળ ભવિષ્યના સંદર્ભમાં જે કલ્પનાઓ કરવામાં આવી છે એ બધી ૧૦ વર્ષની અંદર નવી રીતે નવા બીબામાં ઢળાઈને સાકાર થઈ જશે.

વીજળીના વધુ ઉત્પાદન માટે હવે અણુ બળતણનો ઉપયોગ થઈ રહ્યો છે. તેનું પ્રમાણ વધતું ચાલે તો આણ્વિક રાખ તેમજ વિકરણ નામનો એક મહાન રાક્ષસ પેદા થશે જેનાથી જીવ બચાવવો મુશ્કેલ બનશે. એનો વિકલ્પ એક જ હોઈ શકે છે કે સ્થાનિક સાધનોથી નાનાં નાનાં વીજળીઘર કે જનરેટર બનાવવામાં આવે અને તેના ઉત્પાદનથી એક બે હોર્સ પાવરથી ચાલી શકે તેવા કુટિર ઉદ્યોગો ચલાવીને સંયુક્ત મિશ્રણથી આધુનિક જરૂરિયાતની પૂર્તિ કરવામાં આવે. આવા પ્રકારના ઉત્પાદનનો ઉપયોગ કરવા માટે દરેક વ્યક્તિને સહમત કરવામાં આવે.

વહીવટી તંત્ર આજે એવી ખર્ચાળ અને કર્તવ્યથી વિમુખ નોકરશાહીના આધારે ચાલી રહ્યું છે કે તેના કર્મચારીઓ માલિકોના પણ માલિક બનીને બેઠા છે. આવી દશામાં જનકલ્યાણની વાસ્તવિક વ્યવસ્થા થવાની આશા તો એક પ્રકારે અત્યંત ક્ષીણ કક્ષાની બની ગઈ છે. ખરેખર

થવું એ જોઈએ કે સહકારિતાના આધાર પર વિકેન્દ્રીત વહીવટ અને સેવા ભાવનાના આધાર પર આખી વ્યવસ્થાનું સંચાલન થાય. આવું શાસન જ આદર્શ હોઇ શકે છે અને તેના માધ્યમથી ભૌતિક અને આત્મિક પ્રગતિનો સંપૂર્ણ હેતુ પૂરો થઇ શકે છે.

સમાજની સામે અસંખ્ય વિકૃતિઓ અને વ્યકિતની સામે અસંખ્ય સમસ્યાઓનો ઢગલો પડયો છે એમાંથી દરેકને અલગઅલગ સમસ્યા માનીને તેનાં જુદાં જુદાં સમાધાન વિચારવામાં જો કે વિશ્વના મુખ્ય બુદ્ધિશાળીઓ પોત પોતાની રીતથી ઉપાયો શોધવામાં અને વ્યવસ્થા કરવાની માથાકૂટ કરી રહ્યા છે પરંતુ તેઓથી કંઇ થઇ શકતું નથી. હોસ્પિટલો, ડોકટરો , દવાઓ, સંશોધનો ઉપર મોટી માત્રામાં ધન શકિત અને જનશકિત લગાવવામાં આવવા છતાં રોગ કાબૂમાં આવતા નથી અને અપરાધો ઓછા કરવામાં પોલીસ, કાયદો, કચેરી અને જેલ વગેરે પણ સમર્થ નથી. 'ગરીબી હટાઓ' નું સૂત્ર તો બહુ જ સુંદર છે, પરંતુ હકીકતમાં અવિચારી ચિંતન, અને દુર્વ્યસનની હાજરી હોઇને બેન્કોમાંથી મોટે પાયે લીધેલ ઉધાર રકમ અને ઢગલા બંધ અનુદાનની ફાળવણી કરવા છતાં, સમસ્યાઓનો વાસ્તવિક ઉકેલ હાથ લાગતો નથી. ભવિષ્યમાં જનમાનસ એ જોશે કે અગણિત સમસ્યાઓ ઉત્પન્ન કયાંથી થાય છે ? મધમાખીની રાણીને શોધવાની છે કે જે સમય આવતાં અસંખ્ય ઈંડાંઓ-બાળકોને જન્મ આપે છે અને જેના ભરણપોષણમાં મધપૂડાની બધી જ માખીઓ કાર્યરત રહેવા છતાં સમસ્યાઓ જેમની તેમ વણઉકેલી રહે છે.

## નવ સર્જનની ચેતના અસમર્થ નથી

નાની, સમયોચિત, સ્થાનિક તેમજ વૈયકિતક સમસ્યાઓના ઉપાય અને ઉકેલ નાના કદમાં પણ વિચારી શકાય છે અને શોધી શકાય છે, પણ જયારે મુસીબતો સામટી હોય ત્યારે તેમને ઉકેલવા માટે મોટા પાયા પર વ્યાપક રીતે તૈયારીઓ કરવી પડે છે. નળના પાણીથી થોડાક માણસોની

જરૂરિયાત પૂરી થઈ શકે છે, પરંતુ દુકાળગ્રસ્ત વિશાળ ધરતીનો કાયમી ઉકેલ મોટા પ્રયત્નો વડે જ શક્ય બને છે. ભગીરથે આ જ કર્યું હતું. તેઓ હિમાલયમાં કેન્દ્રિત જળભંડારને ગંગાના રૂપમાં વિશાળ ક્ષેત્રમાં વહેવડાવવા માટે તૈયાર થઈ ગયા. પરિણામ સ્વરૂપ તેના પ્રભાવમાં આવનાર ક્ષેત્રમાં પાણીની યોગ્ય વ્યવસ્થા થવાથી તે સુરમ્ય અને સમૃદ્ધ બની ગયું.

કહેવાતા બુદ્ધિશાળી અને શક્તિશાળી લોકો આજના પ્રશ્નો અને જરૂરિયાતોને તો સમજે છે, પરંતુ તેનો ઉપાય શોધતી વખતે એમ માની બેસે છે કે આ દુનિયા, માત્ર વસ્તુઓ ગોઠવેલી ગાંધીની દુકાન છે. એની કેટલીક ચીજો અહીં તહીં કરવાથી, અયોગ્યને હટાવી દેવાથી અને યોગ્યને યથા સ્થાને મૂકવા માત્રથી કામ બની જશે. બધા જ પ્રયત્નો આજંકાલ આ દૃષ્ટિકોણથી થઈ રહ્યા છે. વાયુ-પ્રદૂષણ દૂર કરવા માટે કોઈ એવો નવો ગેસ શોધવાના પ્રયત્નો થઈ રહ્યા છે જે હવામાં ફેલાતા ઝેરને ચૂસી લે. અનાજના ઉત્પાદનને પહોંચી વળવા માટે ખાતરના વિશાળકાય કારખાનાંઓ ખૂલી રહ્યાં છે જેનાથી એકના બદલે દસ છોડવા ઊગી શકે, પરંતુ મૂળ કારણ તરફ ધ્યાન ન જતાં અભાવ, અસંતોષ અને વિગ્રહનો કેવી રીતે નાશ થશે, એ વિચારવાની કેમ જાણે કોઈને પણ પડી નથી.

વાગ્યું હોય ત્યાં મલમ પટ્ટી થઈ શકે છે, પણ આખા શરીરમાં ફેલાયેલા રક્ત કેન્સરને મલમ પટ્ટીથી કેવી રીતે મટાડી શકાય ? એક દિવસ માટે તો કોઈ કોઈકને વિના મૂલ્યે રોટી ખવડાવી શકે છે, પરંતુ ભવિષ્યની જરૂરિયાતો તો દરેક જણે પોતાની શક્તિથી જ ઉકેલવી પડશે. આના માટે કોઈ પણ દાનવીરના ભંડાર કે સદાવ્રત ઉપર બધા લોકોનો નિર્વાહ થતો રહે એ સંભવ નથી.

વ્યક્તિ સામે શારીરિક, માનસિક, આર્થિક, કૌટુમ્બિક કક્ષાના અસંખ્ય પ્રશ્નો ભવિષ્યમાં નવા નવા રૂપમાં આવતા રહે છે. આ બધાના ઉકેલ માટે પોતાની જ સમજણને એટલી કક્ષાએ વિકસિત કરવી જોઈએ જેનાથી આંગણાનો કચરો રોજ સાફ કરતા રહેવાની જેમ જરૂરી ઉકેલોને પણ

વિચારી શકાય અને અપનાવી શકાય.

હકીકતમાં મનુષ્યનું ચિંતન, ચારિત્ર્ય અને વ્યવહાર ખૂબ જ નિમ્ન કોટિનાં થઈ ગયાં છે. તેની સ્થિતિ તો છિન્નભિન્ન થઈ ગઈ છે. એટલે જ તેનાથી અવ્યવસ્થિત કામો થવા લાગ્યાં છે, જેને કારણે પોતાના માટે અને બીજાના માટે મુશ્કેલી જ મુશ્કેલી આવી પડી છે. ગાંડા થઈ ગયેલા માણસ દ્વારા થયેલી તોડફોડનું સમારકામ તો થવું જ જોઈએ, પણ સાથે સાથે એ આવેશને પણ રોકવો જોઈએ કે જેણે ભવિષ્યમાં પણ આવી જ ઉદ્ધતાઈ કરતા રહેવાની આદત અપનાવી છે.

માણસે અડચણો નિવારવા માટે યોજના બનાવવી જોઈએ અને તૈયારીઓ કરવી જોઈએ. નિરાશ થવાથી તો ફક્ત શંકાઓનો ભય વધશે. અહીં આ હકીકત પણ ધ્યાનમાં લેવા જેવી છે કે સામાન્ય માણસ પોતાની વ્યક્તિગત સમસ્યાઓને જ ગમે તેમ કરીને સંભાળે, સુધારે, પરંતુ મોટી મુસીબતોનો સાથે મળીને જ મુકાબલો કરવો પડે. પૂર આવે, પ્લેગ જેવી બીમારી ફેલાય તેવા સમયે સામૂહિક યોજનાઓ જ કામ આવે છે. પ્રાચીન ભાષામાં આવા મહત્ત્વપૂર્ણ પરિવર્તનને 'યુગ પરિવર્તન' અથવા 'અવતાર અવતર્યો જેવા નામથી ઓળખાવામાં આવે છે. આવાં તોફાની પરિવર્તનોને મહાક્રાન્તિ પણ કહે છે. ક્રાન્તિ, આ પ્રતિકૂળતાઓથી છુટકારો મેળવવા માટે સંઘર્ષના રૂપમાં બહાર આવે છે, પરંતુ મોટી ક્રાન્તિ માટે તો લાંબા ગાળાની યોજનાઓ બનાવવી પડે છે. અનીતિની વિરુદ્ધ સંઘર્ષની ઘોષણા કરવાની સાથે નવ નિર્માણનું કાર્ય નક્કી કરવા પગલાં લેવાં પડે છે. આ સમય દરમિયાન અદૃશ્ય રીતે બની રહેલી ભેળસેળવાળી બાબતને મહાક્રાન્તિના રૂપમાં ઓળખવામાં આવે અને તેને યુગ પરિવર્તન કહેવામાં આવે અથવા "એકવીસમી સદીમાં ઉજ્જવળ ભવિષ્યનું નિર્માણ" જેવું કોઈ નામ આપવામાં આવે તો પણ કશો વાંધો નથી.

અત્યંત વિશાળકાય સુવિસ્તૃત ક્ષેત્રને પ્રભાવિત કરવાવાળા ૬૦૦ કરોડ મનુષ્યના ચિંતનને અયોગ્યતાથી છોડાવીને યોગ્યતાની સાથે જોડી દેવાનું કાર્ય કોઈ એક વ્યક્તિ કરી શકશે નહીં, પરંતુ આ હકીકત ઉપર

અવિશ્વાસ કરવો જોઇએ નહીં. આવા પ્રસંગો ભૂતકાળમાં પણ ઘણી વાર આવ્યા છે. જ્યારે માણસ નિરાશ થવા લાગે છે, ત્યારે તેમાં નવા પ્રકારે પ્રોત્સાહન ભરવા માટે, પ્રભાતકાળના સૂર્યોદયની જેમ, નવા તોફાની પ્રવાહ ઉત્પન્ન થતા રહે તેમ કરવું જરૂરી છે અને આના માટે મોટા ફેરફારો થવાની સંભાવના પણ રહેલી છે.

પૂનમના દિવસે સાગરમાં આવનાર ભરતી અને ઓટ એવાં લાગે છે, જાણે તેઓ પ્રશાન્ત સાગરને ભરતી-ઓટના કારણે આકાશ સુધી પહોંચાડીને જ છોડશે. મનુષ્ય માટે બધું કરવું મુશ્કેલ હોય છે, પરંતુ એ પ્રકૃતિ માટે તો આ બધી ઉછળ-પછાડનો ખેલ વિનોદ માત્ર છે, આ પ્રકૃતિ ભવિષ્યમાં વિશાળકાય ગ્રહનો આકાર બનાવવા અને તોડવાની રમત કરતા રહેવામાં અલમસ્ત બાળકની જેમ મગ્ન રહે છે. સૃષ્ટિના રચનાર પર જેને વિશ્વવાસ છે, તેમણે એવી રીતે વિચારવું જોઇએ કે ગંદકી ગમે તેટલી કુરુચિપૂર્ણ કેમ ન હોય, તે આંધીના દબાણ અને મુસળધાર વરસાદના પ્રવાહની સામે ટકી નથી શકતી. બગાડી નાખવામાં મનુષ્યે પોતાની હલકટતાનો પરિચય ગમે તેટલો કેમ ન આપ્યો હોય ? પરંતુ તેની કોઇ કિંમત નથી. આ સુંદર ધરતીના નંદનવનના સ્થાપક એને આવી રીતે ઉજ્જડ નહીં થવા દે. ભલે ને દુષ્ટો તેને બીમાર કરી દેવાના પેંતરાઓ રચી રહ્યા હોય. અનાચારીઓનાં કરતૂતો ચોક્કસ અદ્ભુત હોય છે, પરંતુ વિશ્વને રક્ષણ આપનારી એવી દેવ સત્તાઓ પણ બિલકુલ નિષ્ક્રિય નથી, કે જેને સૃષ્ટિને સંતુલિત બનાવી રાખવાનું કામ સોંપવામાં આવેલ છે.

મૃત્યુની ભયંકરતા પસાર થતા સમયની સાથે માર કાપ કરતી અસંખ્ય લોકોને ક્ષણે ક્ષણે નિષ્પ્રાણ બનાવી દે છે. તેમ છતાં તેના આ પડકારને નિર્માણનો દેવતા વર્ષોથી સ્વીકાર કરે છે. મરનારાના પ્રમાણમાં જન્મનારા હંમેશાં વધારે રહ્યા છે. જો એમ ન હોય તો પ્રાણીઓની વૃદ્ધિ રોકાઇ ગઇ હોત અને ધીરે ધીરે બધા જીવો મૃત્યુ પામીને કયારનાય સમાપ્ત થઇ ગયા હોત, પરંતુ તેમ ન થતાં તેઓ હંમેશાં પોતાની વંશ

વૃદ્ધિ જ કરતા આવ્યા છે. આ વાત પરથી સાબિત થાય છે કે નિરાશ અને ચિન્તિત કરનારું વાતાવરણ ગમે તેટલું નિરાશાજનક કેમ ન હોય તેમ છતાં વિચારશીલોમાંથી એક જણે પણ હિંમત હારવી જોઈએ નહીં. કોઈએ પણ એમ ના વિચારવું જોઈએ કે મનુષ્ય માત્ર ભ્રષ્ટ ચિંતન અને આચરણ કરવા તત્પરતા દાખવી રહ્યો છે. માનવતા કોઈ કોઈ સમયે એવાં આશ્ચર્યજનક સ્વરૂપો બતાવે છે જેને લીધે દેવરૂપી માનવની વસંત ઋતુ નવી કૂંપળો, નવી કળીઓ અને નવાં ફૂલોની સમૃદ્ધિ લઈને બધી દિશાઓમાં અટ્ટહાસ્ય કરતી દેખાય છે. મહામાનવો, દેવ પુરુષો, પંડિતો, સુધારકો અને સર્જનકર્તાઓ એવી રીતે પેદા થાય છે જાણે વર્ષા ઋતુએ અગણિત વનસ્પતિ અને જીવજંતુઓનો નવો પાક ઉગાડવાના શપથ ન લીધા હોય ? ભવિષ્યમાં નવા નિર્માતાઓની એક નવી પેઢી આપણામાંથી જ વિકસિત થશે જેની આગળ આજ સુધી થઈ ગયેલા બધા સંતો, સુધારકો અને શહીદોએ કરેલો પુરુષાર્થ ઓછો લાગશે.

## દેવમાનવોનો અવતાર

આટલાં બધાં કાર્યો કરશે કોણ ? થશે કેવી રીતે ? નરકને સ્વર્ગમાં ફેરવી નાખવાની પ્રક્રિયાનું છેવટે માધ્યમ કયું હશે ? એ યોજનાને અમલમાં મૂકવાની વિધિ વ્યવસ્થા કેવી રીતે થશે ? આવા અનેક ગૂંચવાયેલા પ્રશ્નો આજકાલ કેટલાય લોકોના મનમાં ઉદ્ભવી રહ્યા હશે. ઉદ્ભવે તે સ્વાભાવિક પણ છે કારણ કે વિશાળ પર્વત જેવડા ટેકરાઓ અને સમુદ્ર જેવી ઊંડી ખીણોને સમતળ બનાવી દેવાની વાત ખરેખર આશ્ચર્યજનક છે. કેટલીક વાર તો તેમ બનવા પર વિશ્વાસ કરવાનું કોઈ કારણ નથી. ચોમેર અંધકારની ગાઢ અને લાંબી રાત્રિમાં જ જ્યારે હાથને હાથ સૂઝતો નથી, પડખું ફેરવીને સૂઈ જવા સિવાય કંઈ સમજમાં નથી આવતું, ત્યારે કોણ જાણે એક આશ્ચર્ય થાય છે કે બ્રહ્મમુહૂર્ત, ઉષાકાળ અને અરુણોદયનો ક્રમ શરૂ થઈને બપોરના તપતા

દિવસમાં બદલાઇ જાય છે. આને કહે છે અસંભવનું સંભવ બનવું. જ્યારે આવા જ અસંખ્ય ચમત્કાર આ દુનિયામાં રોજબરોજ આપણે જોતા રહીએ છીએ તો કોઈએ અગવડોને પલટાઈને સગવડોમાં બદલાઇ જવા પર શા માટે આશ્ચર્ય થવું જોઈએ ? વાળની ટોચથી પણ નાનો શુક્રાણુ જ્યારે થોડા દિવસોમાં હસતું રમતુ બાળક અને પછી પરાક્રમી પ્રૌઢ બની જાય છે, તો ઉપયોગી પરિવર્તનની વાત પર કોઈએ શા માટે અવિશ્વાસ કરવો જોઈએ. ?

યુગ બદલતા જ રહ્યા છે. પાછળનો સતયુગ જો આળસ અને નિદ્રાથી પરવારીને ફરીથી પોતાનું કામકાજ સંભાળી લે, તો તેમાં અસંભવ- સંભવ જેવી નકામી બાબતોનો ઉહાપોહ શા માટે કરવો જોઈએ? માણસ માટે તો એક કીડી બનાવવી પણ અસંભવ છે, પરંતુ ભગવાન આ આપણી ધરતી પર પળે પળે કરોડોની સંખ્યામાં ચિત્ર વિચિત્ર આકૃતિ અને પ્રકૃતિનાં પ્રાણી ઉત્પન્ન કરતો રહે છે. શ્રદ્ધાળુઓએ તો આ હકીકત ભૂલવી જ ન જોઈએ. વર્તમાનયુગનું પરિવર્તન એ કોઈ વ્યક્તિ વિશેષની યોજના નથી. એની પાછળ મહાકાળનો મહાન સંકલ્પ કામ કરી રહ્યો છે. પ્રકૃતિએ નવનિર્માણ માટે યોગ્ય વાતાવરણ બનાવવાની શરૂઆત કરી દીધી છે. ભવિષ્યમાં આવનારા લોકો આ દિવ્ય દર્શનને જોઈ શકશે. તેઓ બહુ ભાગ્યશાળી કહેવાશે અને જેઓ સમયનો પડકાર ઝીલીને તેને સાથ આપવા માટે આગળ આવશે તેમને માટે તો અંગદ, હનુમાન, નલ, નીલ, જેવી ઉપમા આપવા સિવાય બીજું કંઈ કહી શકાય તેમજ નથી.

આ દિવસોમાં એક પ્રચંડ શક્તિશાળી પ્રકાશવાન ઉદ્ધારક પ્રગટ થઈ રહ્યો છે, જેની ઓજસ્વી જવાળાઓ આખી દુનિયાના જીવન્ત અને સંવેદનશીલ મનુષ્યોને ઢંઢોળીને ઊભા કરશે અને આ કાર્યક્ષેત્રમાં આવવા માટે મજબૂર કરશે. આ દેવ સમુદાય દેખાવમાં ભલે રીંછ વાનર જેવો લાગે પણ તેમનો પુરુષાર્થ એવો હશે, જે અસંભંવને સંભવ બનાવવા જેવો માની શકાય. ઈશ્વરમાં શ્રદ્ધા રાખનાર જાણે છે કે ભગવાનની કૃપા

જ્યાં સાથે છે, ત્યાં અસંભવ જેવી કોઇ ચીજ બાકી નથી રહેતી.

જ્યારે આવેગનો ભાવ ઉભરાય છે, ત્યારે જટાયુ જેવો ઘરડો પણ, રાવણ જેવા મહાન યોદ્ધાની સાથે નિર્ભય થઇને લડવા તૈયાર થઇ ગયો હતો. ખિસકોલી શ્રદ્ધાપૂર્વક શ્રમદાન આપવા લાગે છે અને બિલકુલ ગરીબ શબરી પોતે એકઠાં કરેલા બોર આપવા માટે ભાવ-વિભોર થઇ જાય છે. સુદામાને પણ પોતાની તાંદુલની પોટલી સમર્પિત કરવામાં સંકોચ અવરોધરૂપ થયો ન હતો. આ અદૃશ્યમાં લહેરાતો દૈવી પ્રવાહ છે, જે નવ-સર્જનના દેવતાની ઝોળીમાં સમયદાન, અંશદાન જ નહીં, ખૂબ જ સાહસ કરીને હરિશ્ચન્દ્રની જેમ પોતાનું રાજપાટ અને પોતાનું તથા સ્ત્રી અને બાળકોનું શરીર સુધ્ધાં વેચવામાં આગળ પાછળ વિચારતો નથી. દૈવી આવેગ જેના ઉપર આવી જાય છે, તેને ગમે તે ભોગે આદર્શો માટે સમર્પિત થઇ ગયા સિવાય ચેન પડતું નથી.

આ છે મહાકાળની એ અદૃશ્ય આગ્નિની જવાળા જે આંખથી તો જોઇ શકાતી નથી, તેમ છતાં દરેક જીવન્ત વ્યકિત પાસેથી સમયની માંગ કંઈક મહત્ત્વપૂર્ણ પુરુષાર્થ કરાવ્યા વિના રહેવાની નથી. આવા લોકોના સમુદાય જ્યારે સાથે મળીને અવાંચ્છનીયતાઓની વિરુદ્ધ નિર્ણાયક પ્રકારના સંઘર્ષમાં ઊતરશે અને વિશ્વકર્માની જેમ નવી દુનિયાનું સર્જન કરી દેશે ત્યારે આંધળાઓને પણ લાગશે કે ચમત્કાર થયો. પતનની ખાઈમાં તીવ્રતાથી ધસી જનાર વાતાવરણ, કોઇ વેધશાળામાંથી છોડેલા ઉપગ્રહની જેમ, ઊંચે જઇને પોતાની નક્કી કરેલી મર્યાદામાં તીવ્ર ગતિથી પરિભ્રમણ કરવા લાગશે.

આપણા યુગનો અવતાર દરેકને બે સંદેશ આપશે, એક આત્માની શુદ્ધિ અને બીજો સત્પ્રવૃતિઓની વૃદ્ધિ. નાશ અને નિર્માણની આ બેધારી પ્રક્રિયા આ દિવસોમાં ઝડપથી ચાલશે અને નકામા ટેકરાઓને પાડતી, ભયંકર ખાડાઓને ઓળંગતી બધું સમતળ કરતી આગળ વધશે, તેના પર નંદનવન અને ચંદનવન જેવા અસંખ્ય બગીચાઓ ઉગાડી શકાશે.

આકાશ પરથી ધરતી પર ઊતરનારી યુગચેતના ગંગાવતરણની જેમ

ઊતરશે અને મત્સ્યાવતારને પાછળ રાખી દે તેવી ગતિથી આગળ વધશે. તેનું કાર્યક્ષેત્ર અમર્યાદિત હશે. જળ, પૃથ્વી અને આકાશની બધી મર્યાદાઓ તેની પકડમાં હશે.

પછી શું થશે ? જવાબ એક જ છે -વિચાર પરિવર્તન, દયાથી ભરપૂર ભાવના, વ્યકિતત્વમાં સંયમ, અને કાર્યક્રમમાં આદર્શવાદી પરાક્રમ. બસ, ફક્ત આટલા પ્રમાણમાં જ નવનિર્માણ માત્રથી આપણું કામ ચાલશે? હા, આ બધી સમસ્યાઓ જે આજકાલ સુરસા, સિંહિકા, તાડકા, અને સૂર્પણખા જેવી વિકરાળતા ધારણ કરેલી છે તેઓ પોતાની શકિત ગુમાવશે.

ત્યાર પછી સર્જન, ઉન્નતિ અને પ્રગતિએ તો નક્કી કર્યું છે કે સાધન વગરના સતયુગની તુલનામાં આજે પ્રમાણમાં વધારે સાધન સંપન્ન અને બુદ્ધિ કૌશલ પ્રાપ્ત કરેલા લોકોને કારણે, માત્ર સતયુગનું પુનરાવર્તન જ નહીં થાય, પરંતુ ધરતી પર સ્વર્ગ ઊતરશે.

દુર્ગાવતરણની જૂની કથાની નવી આવૃતિ નવા શણગાર સાથે નવી રીતે, નવા રૂપમાં પ્રગટ થવા માટે સહમત છે, એટલું જ નહીં તૈયાર પણ છે. દેવ માનવો પોતાની શકિતને પહેલીવાર એકત્રિત કરશે. તેમને અનુભવ થઈ ગયો છે કે ભૂતકાળમાં તેઓએ જ્ઞાન, ભકિત અને કર્મની સાધના તો કરી, પરંતુ તેઓ ભૂલી ગયા કે તેઓએ એકત્રિત શકિતનું નવીન જાગરણ કરવું જોઈએ અને જ્યાં સુધી એમનો પ્રભાવ પહોંચે ત્યાં સુધી તેમણે ઉચ્ચસ્તરના જ્ઞાનનો છૂટા હાથે ફેલાવો કરવો જોઈએ. એમણે પોતાની ભૂતકાળની ભૂલો સુધારવાનું નક્કી કર્યું છે અને કાર્યક્રમ બનાવ્યો છે કે જે લોકોમાં સાહસ માલૂમ પડશે એ બધામાં દેવત્વનો ઉદય કર્યા વગર તેઓ આરામથી બેસશે નહીં.

લાગે છે વિશ્વ-ચેતનાએ પોતાની રીતિ-નીતિ અને દિશા-પ્રવાહમાં ઉજ્જવળ ભવિષ્યનું નિર્માણ કરી શકનાર બધી હકીકતોનો પૂર્ણ રીતે સમાવેશ કરી લીધો છે. એની ઘોષણા દસે દિશાઓમાં ગુંજી રહી છે. તેની ઉપસ્થિતિનો આભાસ ક્ષિતિજના દરેક ખૂણામાં વરતાઈ રહ્યો છે. કોણ જાણે કોનો પાંચજન્ય (કૃષ્ણના શંખનું નામ) વાગી રહ્યો છે અને એક જ ધ્વનિ

નીકળી રહ્યો છે : પરિવર્તન- પરિવર્તન - પરિવર્તન. ઉચ્ચસ્તરીય પરિવર્તન- સમગ્ર પરિવર્તન. આ હશે ભવિષ્યની પ્રકૃતિ અને વિધાતા. માણસોમાંથી જેમાં પણ માણસાઈ હશે, તેઓ આ જ વિચારશે- આ જ કરશે. તેમની પરિવર્તનની પ્રક્રિયા પોતાની મેળે જ પ્રારંભ થશે અને પરિવાર-સમૂહને આકર્ષિત કરતી આખા સમાજને મહાકાળના અભિનવ ચિંતનની જાણકારી આપશે અને તેમાં પ્રાણ પૂરશે.

## વિદ્યાના નામે શિક્ષણ

જીવનનિર્વાહ માટે અનેક વસ્તુઓની જરૂર પડે છે. અનેક સાધન એકઠાં કરવાં પડે છે. સમયાનુસર પ્રશ્નો ઉકેલવા પડે છે. તેમ છતાં અગ્રતા આપવા જેવી એક જ બાબત છે - શ્વાસનું ચાલવું, પ્રાણનું ટકી રહેવું. જો એની વ્યવસ્થા ન થઈ શકે, તો સમજવું જોઈએ કે હવે નજીકમાં જીવનનો અંત થવાનો છે. ગૂંગળામણની વચ્ચે ભલા કોઈ કેટલો સમય જીવિત રહી શકે ?

એવું લાગે છે કે વ્યક્તિ, સમાજ અને સંસારની સામે અસંખ્ય પ્રશ્નો મોઢું ફાડીને ઊભા છે અને બધી રીતે પડકારરૂપ બની રહ્યા છે. ગાઢ અંધકારમાં પ્રકાશનું કિરણ ક્યાંયથી ફૂટતું નથી આ માટે ન તો વિજ્ઞાન પાસે કોઈ યોગ્ય ઉત્તર છે અને ન તો બુદ્ધિમાનોની વિલક્ષણ બુદ્ધિ અત્રે કામ આવે છે.

અપરાધોમાં વૃદ્ધિ, જનસંખ્યાનો દિવસે બમણો અને રાત્રે ચારઘણો થતો ફેલાવો, શારીરિક અને માનસિક રોગોની આંધી, બધી જગાએ ઝેર ફેલાવતું પ્રદૂષણ, ગરીબી અને નિરક્ષરતા જેવાં અનેક કારણો છે જે ત્રાસ અને સંતાપનો આધાર બની બેઠાં છે. રાજનીતિના ક્ષેત્રમાંથી પણ નિરાશા જ હાથ આવે છે, અરાજકતા જ નગ્ન નૃત્ય કરે છે. ધર્મના પ્રચારકોએ, પુરોહિતોએ કોઈ એક જમાનામાં સતયુગના મેરુદંડ બનીને પોતાનું ગૌરવ જાળવ્યું હતું, પરંતુ હવે તો ત્યાં પણ વંશ અને વેશ જ પોતાનો જય

જયકાર કરી રહ્યો છે. ફરજને પાછળ ધકેલી દેવામાં આવી અને હકને ચાર ગણો સો ગણો બતાવવામાં આવે છે. બીજું પણ કોણ જાણે ક્યાં ક્યાં, ક્યા ક્યા અનર્થ થઈ રહ્યા છે, પણ આમાં કંઇ સમજ નથી પડતી કે આનું નિરાકરણ કોણ કરશે ? કેવી રીતે કરશે ?

એ હકીકત હજાર વાર સમજવાની અને લાખ વાર સમજાવવાની જરૂર છે કે માણસની ચેતના ભ્રમણામાં અટવાઈ જવાથી અને મોહમાયામાં ગરકાવ થઈ જવાથી આ બધું ઊંધું-ચત્તું થઈ ગયું છે. વિચારવાની, કરવાની અને અમલમાં મૂકવાની વાત એક જ છે કે માણસનો મહિમા ભુલાઈ ન જાય. સંકુચિત સ્વાર્થપરાયણતાને ઓછી કેવી રીતે કરી શકાય ? સહકારિતા, ઉદારતા સૌને પ્રિય લાગે અને તેના માટે ઉત્સાહ વધે. દૂરદર્શિતા અને વિવેકશીલતાના પાયા ઢીલા પડે તેટલી હદે તાત્કાલિક લાભને મહત્ત્વ અપાવું જોઈએ નહીં. પૂર્વગ્રહ એટલા જિદ્દી ન હોવા જોઈએ કે સ્વતંત્ર ચિંતન માટે અવકાશ જ ન રહે. જો આ સ્તરનું માનસિક સંતુલન રાખી શકાય, મનુષ્ય પાસે આજે પણ એટલી સમજશકિત, સમૃદ્ધિ અને કાર્યદક્ષતા હાજર છે, કે જેની શકિતના જોરે વિનાશને વિકાસમાં બદલી શકાય તેમ છે.

આ સ્તરની પ્રખર વ્યકિતઓ ભવિષ્યમાં ઘનઘોર રૂપથી ક્રિયાન્વિત થશે કે એના પ્રભાવથી બધા અંજાઈ જશે અને યોગ્ય સમાધાન માટે વિચારશે અને યોગ્ય કદમ ઉઠાવશે. માણસોમાં દેવત્વનો પ્રભાવ વધશે અને પછી ધરતી પર સ્વર્ગીય વાતાવરણ, સતયુગી સુખ શાન્તિનું અભિનવ સર્જન ન થવા માટે કોઈ કારણ રહેશે નહીં.

દંતકથા છે કે બે સહેલીઓ હતી. એક વિધા બીજી શિક્ષા. વિધા રાજકુમારી હતી અને શિક્ષા નોકરાણી. બન્નેનો ચહેરો મળતો આવતો હતો. એક દિવસ બન્ને વન સરોવરમાં નહાવા ગઈ. કપડાં ઉતારીને કિનારે મૂકયાં. નહાતી વખતે શિક્ષાએ વિચાર્યુ કે મારે માટે તક છે કે હું રાજકુમારી બની જાઉં.

શિક્ષા ઉતાવળથી નીકળી અને રાજકુમારીનાં કપડાં પહેરીને

રાજમહેલ પહોંચી ગઈ. તેણીએ લોકોને એમ પણ કહી દીધું કે રાજકુમારી ડૂબીને મરી ગઈ છે. તેને ચૂડેલની યોનિ મળી છે. હવે તે જ્યાં ત્યાં સંતાઈને બેસી રહે છે અને કોઈ જાણકારને ઓળખી લે છે અને તેના પર હુમલો કરવાનું ચૂકતી નથી. લોકોએ શિક્ષાની વાત પર વિશ્વાસ કરી લીધો. કપટને સફળતા મળી ગઈ. રાજકુમારી વિધા નગ્નાવસ્થામાં કેવી રીતે કયાં જાય ? લજ્જાવશ તેણી ત્યારથી આજદિન સુધી જંગલમાં ભટકે છે અને ગમે તેમ કરીને સંતાઈને જીવન વિતાવી રહી છે.

વિધાને અમૃત વરસાવનારી કહેવાય છે અને શિક્ષાને અન્નપૂર્ણા કહેવામાં આવે છે શાળા કોલેજોમાં જે શિખવાડવામાં આવે છે, તેનો મુખ્ય હેતુ વધુ પૈસા કમાવાની આવડત વધારવાનો છે. વિધાનો હેતુ અને પરિણામ જુદાં જુદાં છે. તે વ્યકિતત્વને વિકસાવે છે, પ્રતિભાને જાગૃત કરે છે, દષ્ટિકોણને વિશાળ બનાવે છે અને હૃદયને મિત્રતા અને ઉદારતાથી છલોછલ ભરે છે. એને કમનસીબી કહેવી જોઈએ કે લોકો વિધા એટલે કે સંજીવની વિધા જેવી વિધાને ભૂલી ગયા અને તેને બિનજરૂરી ગણીને ઉપેક્ષિત તેમજ તિરસ્કૃત બનાવી દીધી. આ જ મૂળભૂત કારણ છે, જેણે આ સુંદર સંસારને ખરાબ રીતે દીન-હીન તેમજ અપરાધી પ્રવૃત્તિનો બનાવી દીધો છે. પરિણામ તો તેનું નિશ્ચિત હતું જ અને તે મુજબ આ જગત વિનાશને આરે આવીને ઊભું પણ છે.

મહાપરિવર્તનની જ્યારે પણ શરૂઆત થશે, ત્યારે એનું સ્વરૂપ એક જ હશે કે વિધાને જગાડવામાં આવશે. તેનો ફેલાવો કરવા માટે એટલો મહાન પ્રયાસ કરવામાં આવશે કે લાંબા સમયથી છવાયેલા ધુમ્મસને હટાવી શકાય, અને એવા પ્રકાશને ફેલાવી શકાય, જે દરેક વસ્તુનું યોગ્ય સ્વરૂપ બતાવે અને કોનો કેવા પ્રકારનો સહયોગ હોવો જોઈએ તે શિખવાડે.

પ્રાચીનકાળમાં સાક્ષરતા, ભાષા અને લિપિનું મહત્ત્વ તો બધા સમજતા હતા અને તેને પુરોહિત-યજમાન સાથે મળીને દરેક જગાએ સુંદર પદ્ધતિથી પૂર્ણ કરી લેતા હતા. પુરોહિતોની આજીવિકા માટે શિક્ષાર્થીઓના વાલી દાન દક્ષિણાના રૂપમાં જે કંઈ આપતા હતા, તે અપરિગ્રહી અને

મિતવ્યયી જીવન જીવનાર બ્રાહ્મણો માટે પૂરતું હતું. શિક્ષા કે સાક્ષરતા માટે કોઈ વિશેષ યોજના કે વ્યવસ્થા બનાવવી પડતી નહતી.

સંજીવની વિદ્યાની જવાબદારી ઋષિ કક્ષાના પંડિત વહન કરતા હતા. જે અધિકારી હતા, તેમને આશ્રમો, ગુરુકુળો અને વનપ્રદેશોમાં બોલાવતા હતા. યોગ્ય વાતાવરણમાં યોગ્ય પ્રગતિની સંપૂર્ણ યોજના તેઓ ચલાવતા હતા.

બાળકો માટે જે અભ્યાસક્રમનું પ્રશિક્ષણ ચાલતું હતું, તે માટે ગામડે ગામડે નાનાં મોટાં દેવાલયો બનાવવામાં આવતાં હતાં. યોગ્ય કક્ષાના વિદ્યાર્થીઓને માટે ત્યાં શ્રદ્ધાયુક્ત વાતાવરણમાં અભ્યાસ પૂરો થઈ જતો હતો. ત્યારે શિક્ષણ અને આજીવિકાનો કોઈ સીધો સંબંધ ન હતો. અભ્યાસ જાણકારી વધારવા માટે હતો અને કમાણી માટે ખેતી, પશુપાલન, કુટિર ઉદ્યોગ, વ્યાપાર જેવી આવડત કામ આવતી હતી. શિલ્પકલા જેવી કારીગરી પણ આ ક્ષેત્રમાં સમાઈ જતી હતી. એટલા માટે અભ્યાસ માટેનો સામાન્ય કક્ષાનો પ્રયત્ન કિશોરાવસ્થા સુધીમાં પૂરો થઈ જતો હતો. જીવનનિર્વાહ કરવા માટે તરુણ કક્ષાના લોકો પોતાની યોગ્યતા અને જરૂરિયાત મુજબ કામ ધંધો શોધી લેતા હતા.

વિદ્યાનો - પ્રજ્ઞાનો યુગ આજકાલ તોફાની ગતિથી આગળ વધી રહ્યો છે. તેનું લક્ષ્ય નિશ્ચિત અને નિર્ધારિત છે કે દરેક મસ્તકમાં નવી રીતે નવાં આંદોલનો પેદા કરવાં, અપનાવી લીધેલી માન્યતાઓ, ધારણાઓ ગમે તેટલી જૂની કે જાણીતી હોય, તેમને તે ઉખાડીને ફેંકી દેશે. સાથે સાથે તે દૂરદર્શી અને વિવેકશીલતાની એવી વર્ષા કરશે કે જેના પ્રભાવથી યોગ્યતાનું જ બધે સ્વાગત થશે. વિવેક અને યોગ્યતાના બે આધાર જ નવા યુગની સ્થાપના કરશે. દરેક જણ તેનો સ્વીકાર કરશે અને તેને અપનાવશે ભલે પછી તેણે સમયની અનિવાર્ય જરૂરિયાતોને નવા પ્રકારથી પ્રતિપાદિત કેમ ન કરી હોય ?

* * * * *

# ગાયત્રી વિદ્યા સેટ

૧. ગાયત્રી સાધના અને યજ્ઞ પ્રક્રિયા
૨. ગાયત્રીની શક્તિ અને સિદ્ધિ
૩. ગાયત્રીની યુગાંતરીય ચેતના
૪. ગાયત્રીની પ્રચંડ પ્રાણ ઊર્જા
૫. ગાયત્રીની ઉચ્ચ સ્તરીય પાંચ સાધનાઓ
૬. દેવતાઓ, ઋષિઓ અને અવતારોની ઉપાસ્ય ગાયત્રી
૭. ગાયત્રીના પ્રત્યક્ષ ચમત્કાર
૮. ગાયત્રીનું સૂર્યોપસ્થાન
૯. ગાયત્રી અને યજ્ઞનો પરસ્પર સંબંધ
૧૦. ગાયત્રી સાધનાનું કુંડલીની જાગરણ
૧૧. ગાયત્રીનું બ્રહ્મવર્ચસ્
૧૨. ગાયત્રી પંચમુખી અને એકમુખી
૧૩. મહિલાઓની ગાયત્રી ઉપાસના
૧૪. ગાયત્રીના બે પુણ્ય પ્રતિક-શિખા અને સૂત્ર
૧૫. ગાયત્રીનો દરેક અક્ષર શક્તિનો સ્ત્રોત
૧૬. ગાયત્રી સાધનાની સર્વ સુલભ વિધિ
૧૭. ગાયત્રી પંચરત્ન
૧૮. ગાયત્રી અનુષ્ઠાન અને પુરશ્ચરણ સાધનાઓ
૧૯. ગાયત્રીની ચોવીસ શક્તિ ધારાઓ
૨૦. ગાયત્રી વિશે શંકા સમાધાન
૨૧. ગાયત્રીનો વૈજ્ઞાનિક આધાર
૨૨. ગાયત્રી મહાવિજ્ઞાન


સંપર્ક સૂત્ર :

**યુગ નિર્માણ યોજના**

ગાયત્રી તપોભૂમિ, મથુરા-૩

ફોન (૦૫૬૫) ૨૫૩૦૧૨૮, ૨૫૩૦૩૯૯